વ્રતધારી.

# ભક્તરાજ–અંબરીષ–આખ્યાન.


લેખક.

મોતીચંદ ધારસી–હેડ માસ્તર

મોટી ખીલોરી પોસ્ટ વાંસાવડ (કાઠીઆવાડ)



પ્રકાશક.

જેઠાલાલ ઝવેરચંદ શાહ.

અધિપતી શ્રી વીસા સોરઠીઆ ( વણિક ) માસિક

મુંબઈ.

આવૃતી પહેલી.

પ્રત ૧૦૦૦ સંવત ૧૯૭૯ના અશાડ સુદ ૧

કીંમત ૪ આના.

# પ્રકાશકના બે બોલ. ૨૦૭૨૫

આ પુસ્તક લેખકે નૂતનવર્ષની શરૂઆતમાંજ તૈયાર કર્યું હતું અને પુસ્તકની સાથેજ શ્રીમાન શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીનું જીવન ચરિત્ર પણ પદ્યમાં તૈયાર કર્યું હતું અને તે જીવનચરિત્ર પણ પુસ્તકની સાથેજ પ્રસિદ્ધ કરવા વિચાર હતો પરંતુ શેઠશ્રીએ હાલ તુરત જીવન ચરિત્ર પ્રસિદ્ધ કરવા મંજુરી ન આપવાથી અમારી એ આશા ફળીભુત થઇ નથી.

અત્યારે જ્યારે દેશમાં આત્મ શુદ્ધીની પવિત્ર હીલચાલ ચાલી રહી છે, અને રાષ્ટ્ર જ્યારે સ્વદેશોન્નતી કરવાના નિશ્ચય ઉપર આવ્યું છે ત્યારે આવું એક નાનું પુસ્તક પણ વ્રતધારી ભકતરાજ અંબરીષ આખ્યાન જરૂર વાંચનારને અનુકરણીય થઇ પડશે.

આ પુસ્તક જેમ બને તેમ વહેલું પ્રસિદ્ધિમાં લાવવાની અમારી ઇચ્છા હતી. પરંતુ કેટલોક સમય આ પુસ્તક પ્રસિદ્ધ કરવાને અમોને આશ્રય આપનાર શેઠ શ્રી હંસરાજ પ્રાગજી ઠાકરસી સાથે વાટાઘાટમાં વીત્યો. વળી તે પછી ચૈત્ર માસમાં પુસ્તક છપાવી બહાર પાડી શકાત પરંતુ આ પુસ્તકનું કામ પ્રસિદ્ધકર્તા તરીકે મને સોંપવામાં આવ્યું હતું અને હું એ તૈયારીમાં હતો ત્યાંજ મને પ્લેગ થયો અને તેમાંથી ઇશ્વર કૃપાથી બચવા પામ્યો. તે બાદ મારે નબળાઇને લીધે બે માસ બહારગામ હવાફેર માટે જવાની ફરજ પડી અને આ કામ આદરેલું અધવચ રહ્યું છતાં છેવટે પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું કાર્ય નીરવીઘ્ને પુરૂં થયું છે તે માટે એ જગતનીયંતાનોજ આભાર માનવો ઘટે.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવા માટે અમારા પાસે કોઇ પણ જાતની આર્થીક સગવડ નહિ હતી એટલે લેખકે કરેલો પ્રયાસ ફળીભુત

૬-:૬

આ પુસ્તકના આશ્રયદાતા



શ્રીમાન શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી.

# વ્રતધારી ભક્તરાજ અંબરીષ ચરિત્ર.

લેખકઃ—

ગોંડળના ખુદાવિંદ નેક નામદાર ઠાકોર સાહેબ
ભગવતસિંહજી બહાદુર

અને અખંડ સૌ. મહારાણી શ્રી નંદકુંવર બા સાહેબની
છત્રછાયા નીચે પોષાતો.

વિરચિત—મોતીચંદ ધારશી રે—જામ જોધપુર પ્રવૃત્તિ
સ્થળ મોટી ખીલોરી સ્કુલના હેડ માસ્તર (ગોંડલ સ્ટેટ)
વાયા વાસાવડ કાઠીઆવાડ

પ્રકાશક—જેઠાલાલ ઝવેરચંદ શાહ–મુંબઇ.

**વસંતતિલકા**

દેખી દયાળુ દુઃખ દ્રૌપદીનાં વિદાર્યાં
પેખી પ્રલાદ નરસિંહ પ્રભુ પધાર્યા
રક્ષા શ્રી ગોપ ગિરી ગોવરધનધારી
એવા શ્રી કૃષ્ણ કરુણા કરજો અમારી.

## આ ગ્રંથના આશ્રયદાતા શેઠ સાહેબ હંસરાજ ભાગજી ઠાકરસીને ગ્રંથ અર્પણ પત્રિકા અને અભીનંદન.

શાર્દુલઃ—ચારિત્ર પ્રકાશ

ચારિત્રો જગતે અનુકરણમાં દૃષ્ટાંત દીપાવતાં
પ્રાતઃકાળ સદાય નામ સમરે ઉત્કર્ષ ઓપાવતાં
વંચાએ નર એ ચરિત્ર જીવને લાખો ગુણે લક્ષણા,
સંસારે વ્યવહારમાં સુજનતા રાખે રૂડી રક્ષણા ૧

એવું કુળ યદુયવંશી મુળજી, ભાઇ તપે તેજમાં
પ્રાતઃકાળ સદાય નામ સમરે લાભો લખે સેજમાં
પીએ અમૃતપાન વંશ વિટપે, સ્થાપિત સંસ્થા શ્રવે;
રંકોના રખવાળ દેશ હિતનો દૃષ્ટિ દયામાં દ્રવે, ૨

ગુણેંદુ ગુણ પાત્ર અમીભર્યાં, પાર્માર્થને પોષતાં,
બક્ષીસો જનહિતમાં બહુ કરી શ્રીમંતમાં શ્રેષ્ઠતા;
હીરા મૌતિક હાર લોક હિતના કંઠે શોભે શેઠશ્રી,
પામો છો ધનવાદ સાદ જયના ગાજે ગુણો નેકથી ૩

ઉદ્યોગી ઉરના સુધારસ ભરી દૃષ્ટિ દયા બો નીધિ
વિરાજીત વિશાળ બુદ્ધ બળથી ઉત્કૃષ્ટ કીર્તિ કરી,
પામો માન વિશેષ દેશ જયમાં રાજા પ્રજાની પ્રીત
ધર્મે શીલ સુજાણ શ્રેષ્ટ મતના લૌકિક લાભે કૃતિ ૪

રૂડા રમ્ય વિચાર રંક રીઝવે ઔદાર્યમાં ઓપતા
ભાંગો ભીડ સદા દુખિત દિલના સંતાપ સંકેલતા
લક્ષ્મીગંજ સુમારતો ધરમનાં પાત્રો પ્રમાણી ભર્યાં
રૂડી છે શુભ લાગણી હૃદયમાં દુઃખી જીવોમાં દયા ૫

હિતૈષી વીર હંસરાજ હિંદના રત્નો ગુણે રાજતા
ઉંચી છે અભિલાષ દેશ હિતમાં દર્શી દયા દેખતાં
દીર્ઘાયુ દઈ શ્રી હરિ સુજનતા દાંપત્ય દીપાવજો
નિરોગી નિજ ધામ રિદ્ધિ સિદ્ધિમાં વંશે વૃદ્ધિ વાળજો ૬

## રાગ હરિગીત

ઔદાર્યના ઉમદા ગુણે વૃક્ષો સુગંધી વાવતાં
પરમાર્થમાં પોષાઇને વિકસિત પુષ્પો વિલસતાં
કંઠે કુસુમના હાર જીવન વૃક્ષના વિરાજશો
શ્રીમાન શેઠ હંસરાજ ભાઇ ભેટને સ્વીકારશો ૭

અડગ દિલ દર્શાવતા દેશ હિતનાં કામો કરી
સ્વધર્મને શોભાવવા દેશ દાઝને ઉંડી ભરી;
વ્રત આદરો અંબરીષનાં તપ તેજને ઉપમેય છે,
નવીન વર્ષમાં સ્વીકારશો લઘુ ગ્રંથનો ઉંચ ધ્યેય છે, ૮

આપે પ્રભુ બળ બહુબહુ દેશહિતમાં રાચી રમો
રંકના રખવાળ થઈ ઉદઆર જય વિજયજમો,
રાજા પ્રજામાં પ્રેમ પઠવો દક્ષતા દીપો ઘણી;
નૂતન વર્ષની અભિનંદના સ્વીકારશો મોતીચંદની ૯

સાનિધ્યમાં શ્રી પ્રભુ વસી સમૃદ્ધિ સૌ સાથે રમો
કુટુંબ કબીલા મિત્રના આનંદ સુખમાં નિર્ગમો
દિલ દંપતી ઔદાર્યમાં સેવા સજો શ્રીકૃષ્ણની
નૂતન વર્ષની અભિવાંછના છે પુત્રના પરિવારની ૧૦

કારતક શુદ ૧ લી. સેવક,
૧૯૭૯ મોતીચંદ ધારસી માસ્તર.

# આશ્રય દાતાના સ્વર્ગસ્થ પિતા શ્રીયુત પ્રાગજી ઠાકરશીનાપ્રમાણુ સહસ્ત્રીના કર્તા અને વિદ્યા વિલાસીનું અનુકરણીય ચારિત્ર.

### મનહર છંદ.

ધીકતા ધંધામાં ધ્યાન હરિફાઈ હૈયે ઘણી
ક્રોડપતિના કોડ વ્યાપાર વધારવા
મોટાં મોટાં બિઝનેસ રાક્ષશી રકમો રોકી
ધાંધલ ધંધાની ઘોરી લક્ષ્મી ઉભરાવવા ૧

શ્રીમંતોનાં સુત્ર જુઓ લાડી, વાડી, ગાડી ગમે,
મોટરમાં મોજ માણે ડ્રેસની ડંફાશમાં
વાતને વખત વરે શૃંગારી નાટકો જોવા
મોજ શોખ ખાણાં પીણાં અનેક આ કાળમાં ૨

સાહિત્યની સાન પ્રેમ તવંગર તીખો ગણે,
હૃદય ઠરે ન રામ રામા સંગ રંગજી
સાંપડે સદુપયોગ (સૂઝે) દુર્લભ દેખાય નર
જન્મનું સાફલ્ય જાણ્યું તીર્થરાય પ્રાગજી ૩

ભારતી પ્રસાદ પામી વેદ શાસ્ત્રો વાંચ્યાં ઘણાં
પ્રમાણુ સહસ્રી પય પાયું તીર્થ રાયજી
અમર કરીને કામ અમર રહ્યું છે નામ
દીપક દીપાવે કુળ દીવ્ય હંસ રાયજી. ૪

## ગ્રંથ પ્રસ્તાવના.

પ્રાચીન કાળમાં શ્રીમદ્ ભાગવત અને અન્ય પુરાણોમાંથી પ્રભુના અનન્ય ભકતોનાં અનુકરણીય ચારિત્રો મળી આવે છે, તેવા ચારિત્રવાન ભકતોના વિકટ વખતે અને પ્રતિકુળ સંજોગોમાં દુખ ખમી લેવાની

અડગ ધારણા દીપી આવી છે, અને પોતાની ધારેલી અંતિમ આશા હ્રુદય બળથી પુરી પાડી છે: જેને તપશ્ચર્યાનું ફળ એવા નામથી આપણે ઓળખીએ છીએ.

એવા સમયની આપણી ભારત ભૂમિની પરિસ્થિતી વિષે વિચાર કરીએ તો દેશ ધન ધાન્ય અને સમૃદ્ધિથી આબાદ હતો. જેથી વિશેષ કરીને જન સમુહનું વલણ પ્રભુ પરાયણ રહેતું; અને હ્રુદય બળ અતુલ શોભતું, જેથી સ્વચ્છંદી વિહારોમાં મન લોભાતું નહિ, આનું એક કારણ દેશ સ્વતંત્ર અને પોતાનાજ બળ પર દેશની સમૃદ્ધિ વધારનારો હતો.

સમય જતાં વખત પલટાયો દેશ પરાધીન થતો ગયો, તેમ વિદેશી ચીજોનો મોહ વધતો ગયો, અને છેવટ આપણી બધી હાજતો પુરી પાડવાને આપણે પરાવલંબી બની ગયા, જેના પરિણામે આપણું શારિરિક અને હૃદય બળ–ઘટતું ગયું, અને સ્વાશ્રયી રહ્યા નહિ, જેથી પ્રભુ પરાયણ રહેવાની આપણી સનાતન વૃત્તિ ઓછી થવા માંડી અને ગરીબાઇએ ઘર ઘાલ્યું આનું મુળ અને વાસ્તવિક કારણ આપણે સ્વદેશીનું પાલન કરવામાં અડગ ધારણા ધરાવતા નથી તેજ છે.

પ્રસ્તુત ગ્રંથમાં ભકતરાજ અંબરીષે જે અડગ વ્રત ધારી પોતાની ટેક સાચવી રાખી જેથી પ્રભુપદને પામ્યા તેમ હાલના વખતમાં દેશોન્નતિને માટે દરેક ભાઇ ભકતરાજ અંબરીષ જેવા સ્વદેશીનાં વ્રત ધારણ કરે અને પ્રિતેથી પાલન કરે એવા હેતુથી આ અંબરીષ ચરીત્ર ટુંકમાં મારી અલ્પ બુદ્ધિથી લખાયું છે તેમાં વાંચક મારી ભુલો સુધારી મને માહીતગાર કરશે એમ મારી વિનંતી છે.

વ્રત અને નિયમના પાલનથી શારિરીક ઇદ્રિઓ કસાય છે અને હૃદય બળ વધે છે અને પ્રભુ પરાયણ પ્રેમ સ્થિર થાય છે જેથી વ્યાવહારિક નીતિમય કાર્યો તેમજ દેશ હિતનાં કલ્યાણનાં કાર્યો કરવા તરફ મન પ્રેરાય છે અને પ્રભુ સમર્પણ કરવાથી પોતાના પ્રયાસમાં સફળતા પામે છે તે આ અંબરિષ ચરિત્રની આખ્યાયિકા ઉપરથી સહેજ સમજાશે.

હાલની અસહ્ય મોંઘવારી તેમજ વિદેશી ચીજોના વિગ્રહમાં જીવન નિભાવવાને આપણી જીંદગી ધાંધલમય બનાવી દીધી છે અને પ્રભુ પરાયણ પ્રેમ કાયમ ઠરતો નથી. જેથી આપણું મનોબળ નબળું પડતાં દેશ હિતનાં કાર્યો સાંગોપાંગ આખર સુધી પાર પાડવાની અડગ ધારણા ટકી શકતી નથી. માટે પ્રથમ આપણા હૃદય સ્થાનમાં પ્રભુ પ્રેમ મજબુત બનાવવો અને હૃદયમાં વસેલા પ્રભુ પ્રેમના મજબુત બંધારણની શ્રદ્ધા આપણા દુઃખની દિવાલો તોડી પાડવા સમર્થ થશે.

લી૰
મોતીચંદ ધારસી માસ્તર,

---

## વ્રતધારી અંબરીષ.

### રાગ તોટક.

જગ નાયક લાયક સૃષ્ટિ પતિ કૃતિ તારી અગાધ અગમ્ય ગતી
ક્ષીર સાગર વાસ અવિચળ છે, નટ નાગર નામ દીપાવન છે ૧

પદ અંબુજ સેવ કરે કમળા, સદ્બુદ્ધિ અરપો અમલા,
વર આપ કૃપાનીધિ ભક્તિ ભર્યા દીનદાસ દયાનીધિ માગું હયા ૨

કીટ આશ ચહે ઉચ ગિરી ગૃહે, અમી દૃષ્ટિ કરૂણ સરિત શ્રવે
મૂક ભાષ ભણે તુજ ભાવ ધરી, હીન પાદ કૃપા ગિરિ જાય ચડી ૩

ગુણ ગ્રાહક દાહક દોષ સહુ અંબરીશ કથા શુભ સાર કહું
પ્રભુ ભક્ત વિરક્ત સંસાર સુખે, ધીર ધારી રહ્યા અંબરીષ વ્રતે ૪

## રાગ હરિગીત છંદ

પૂર્વે પુરાણી વાતમાં મન્વતરે મનુ ભૂપતિ
નભગ જેનું નામ એવા તનયમાં તૃપ્તિ અતિ
રિદ્ધિને સિદ્ધિ ભરેલાં મંદિરો મોટાં ઘણાં
પરિવાર પુત્રે પરહર્યો સુખ સંપતિમાં નહિ મણા ૫

ન ભગના ના ભાગ નાના ગૃહગુરૂ સીધાવતાં
બંધુઓ બીજા મળી સહુ ભાગ સરખા વહેંચતા,
ના ભાગ બ્રહ્મચારી બને એમ ભાંડુઓ ભાખી રહ્યા
પાંગળું પિંડ પોષવા પેડ જનકને જુદા કર્યા ૬

પુજનિક પિતા પરહરી ના ભાગ ભાગે નોતર્યા
વૃથા જનની ભાર વેઠયો દીકરા શું દિલ ઠર્યા;
અર્થમાં આતુર તે શું બંધુનું દીલ દાઝતું,
અર્થમાં આતુર તે શું પ્રીતને પિછાનતું. ૭

લોભ જેનાં લક્ષણ રહ્યાં સદ્ગુણ ક્યાંથી સાંપડે,
સ્વાર્થીને સમજાવવા મદ મોટો મણીધર રાફડે,
બંધુ આપજો એવા નહિ જે સ્વાર્થમાં શુરા રહે,
ગુપ્ત ધન ગાંઠે થવા છળ કપટમાં છાના વહે. ૮

નહિ ન્યાય નાનાને મળે કીડી કચરવા સૌ કરે,
લાભ લઘુનો લુંટવા દિલ ચતુરનું ચોકી કરે,
વળી કાપવા મન સહુ કરે લઘુ વૃક્ષમાં લોભાય છે,
ઉપાડવા છોડ ઉગતો બળ બાયલા મોહાય છે, ૯

દુનિયાં ડરે મોટા થકી ધન દામ યૌવન વાદમાં,
નહિં નાદ નાનો સાંભળે તુતી નગારાં સાદમાં.
ભરત જેવા ભ્રાત અવની ઉપરે થોડા થયા,
નિજ સ્વાર્થને ન્યારો કરી બંધુ પ્રેમને પંથે પળ્યા, ૧૦

સહુ શાસ્ત્રના અભ્યાસમાં કુશળ બની ગૃહ સંચર્યો,
નિજ વાસમાં ના ભાગનો નહિ ભાગ દેખી દીલ બળ્યો;
સહુ ભ્રાતને ભેળા કરી માગ્યું પોતાનું માગણું,
તુજ ભાગમાં પાંગુલ પિતા ઉભવા ન આપ્યું આંગણું, ૧૧

પ્રેમી પિતાના પાયમાં પડી આર્ત્ત વાણી ઓચરી;
પ્યારા પિતા મુજ ભાગમાં બાકી બધી ગેરહાજરી;
બહુ પુત્રના પરિવારમાં જે જનક સુખ નહિ ભોગવે,
દુર્યોધનાદિ દુર્મતી પજવી પિતા વગોળવે ૧૨

પિતુ માતને વળી વૃદ્ધ વખતે પુત્ર પાપી પરહરે
અવતાર તેનો ધીક છે અવની પરે ભારો ભરે;
સ્વાર્થમાં શૂરા સુતો બહુ નભગને ન્યારો કર્યો,
જડવાદમાં ઝુકી રહ્યા વૃધ્ધ વખત દિન વાંકો થયો, ૧૩

નહિ કાર્યમાં કોવત રહ્યું, વ્યવહારમાં વાંધો પડે.
પોષવા પેટ પાપીને સંસારમાં સાંસા પડે.
ન ભગ નિશ્ચય ઓચ્ચરે ના ભાગ તુજ ભ્રાતે છલ્યા;
પણ ભાગ્યમાં ભાવી લખ્યું તે ભાગ કોથી નવ કળ્યા ૧૪

ઉછરંગ પિતુ પ્રેમનો ભરી ભાવના ભકિત ભજે,
આશિષ આપું ઉમદા સંતોષ ગુણ સારા રજે;
કલેશ નહિ લવલેશ કુટુંબ દ્વેષ ઇર્ષા દમી રહ્યો,
નીતિ ગુણે નોતમ નિપૂણ ઔદાર્યનો ગુણ ઉર વસ્યો. ૧૫

પિતુ ચરણ ચારૂ પ્રેમ રાખી સેવના સારી કરે;
સેવના પિતુ દેવ સરખી સપુત પુત સાચો ઠરે;
સંતોષને શ્રદ્ધા સહી વ્હાલો વધ્યાં વીરમાં ખપે,
ઇંદ્રિય દમન આળસ તજ્યાં તનુ સેવનામાં દીલ તપે, ૧૬

કુપંથ ભાંડુઓ પળ્યા પણ દીઠો દોષ નહિ કદા,
સંતોષને સેવી સદા વ્યવહાર વેઠી આપદા,
વરદાન આપું એટલું દુખ દીન દેખે નહિ કદી,
અર્થાગમી વિદ્યા વરે દુખ દીન જાયે દુર હઠી. ૧૭

(વસંતતીલકા.)

વૃદ્ધો અનુભવી અંગ જળેલ હોયે
તોયે ડહાપણ ધીમંત બલિષ્ટ સોહે
આધાર સ્તંભ વિપતિ સમયે વિરામે
માર્ગોપદેશ વ્યવહાર સુબોધ આપે. ૧૮

(હરીગીત છંદ.)

ૠષિ રાયમાં મોટા મુનીવર અંગીરા કુળ ઓપતું.
તપ તેજના પ્રભાવમાં સુર સદનને શોભાવતું;
આ લોકમાં આવી મુનીઓ યજ્ઞ મોટા આદરે,
ભિન્ન ભિન્ન મેળા ભાગ બ્રહ્મ યજ્ઞમાં બળ વાપરે ૧૯

વિદ્વાન વિચીક્ષણ વડા ઉચ્ચાર નભ ગરજાવતા
વાસર છઠે ભૂલમાં ભમે ક્રિયા કર્મમાં વિસારતા;
વિશ્વ દેવનાં સુકતો સુચી હું શીખવું બહુ સ્નેહથી,
એ યજ્ઞ ભૂમિમાં ભણે ભૂલ ભાંગશે ભૂદેવથી, ૨૦

બાપે બતાવેલ માર્ગની શિક્ષા લઇ સદ્ય સંચર્યો,
સુર દેવ દેવા દેવતા પ્રતિ મંત્ર સારા ઓચર્યો;
ભૂલ ભાંગતા ભુદેવનાં કાર્યો સર્યાં શુભ સદ્યમાં,
અંબરાદિ આભરણ અર્પણ સીધાવ્યા (મુની) સ્વર્ગમાં ૨૧

પુત્ર પામે વાંઝીઓ આનંદ ઉરમાં નવ સમે,
દારીદ્રને ધન સાંપડ્યા પછી હર્ષ વેલો તે બને;

સામગ્રીને સંકેલતાં કૌતક દીઠું એક કારમું !!
દિવ્ય આવ્યા દેવતા ! રૂપ કૃષ્ણથી કોપાવતું !! ૨૨

અવરના અધિકારની સામગ્રી શીદ લઇ જાય છે,
બીહામણી બળવંત ભુમે નાભાગ ભડકી જાય છે;
ના ભાગ પછી વીનંતી વદે સુરદેવ આ સોંપી ગયા,
મુજ તાત પુન્ય પ્રભાવથી ઉદાર અંગીરા કુળ થયાં ૨૩

રૂદ્ર રાજી થઇ કહે તવ તાતને પૂછવા પળો
ન્યાય નીતિ જે ભણે તે ભાગનો ભોકતા ઠરે;
સ્વતાતની સલાહ ધરવા ચતુર ચાલી નીકળ્યો.
ના ભાગ નિવેદન કથા કરી પાય પિતાને પડ્યો, ૨૪

પ્રીછવી પિતા પુત્રવાન અંતર ન્યાય નિરખે છે ઘણું,
સુત સાંભળો સતવાત નીતિ ન્યાયનું નિર્મળપણું;
પરિવર્ત્તિની પૃથ્વી પડે જીવન જાય ને આવે ઘણા,
અમર તે ઉચરાય છે સતવાયકે વાગી રહ્યા, ૨૫

તોટક છંદ.

સત વાયક વેણ સદા વદવું, જુઠ વાત વિષે જલદી હઠવું,
મૃદુ સ્વાદ મીઠો હસતે વચને, ગળતાં પથરા જઠરે ન જરે. ૨૬

જુઠ વાત વદે નહિ ન્યાય રહે, સુખ સાર ઇચ્છે દુરિદોષ લહે,
ધન ધાન્ય ધરા જર જોબન જે, દળ વાદળ વાત ક્ષણે વિખરે. ૨૭

શીલ ગુણ સ્વભાવ થકી સજતાં, પર દુઃખ નિવારણ કામ થતાં,
નભારી નકી આખર એ ધર્મો, સુખસ્થાન અપાવત એ વરમો. ૨૮

ધીર પુત્ર કહું નીજ ધર્મ કથા, જગતે પુરણા હું તિમાલતા,
હક રૂદ્ર ઋષિ મુનિએ અરપ્યો, નહિ આપણે એ અધિકાર રહ્યો ૨૯

ખરી વાત કહી જઇ રૂદ્રકને, સતવાયક લાયક રૂદ્ર ગમે,
અનીતિ જુઠ સ્વાર્થને પ્રીછવે, સત વાયક રૂદ્ર અતિ રીઝવે. ૩૦

## સાચી રૂદ્રનું વદણું.

યજ્ઞ સામગ્રી સોંપતાં રૂદ્ર પ્રસન્નને પ્રેમ,
સતવાદી સતીઆપણું ધન્ય વખાણી નેમ. ૩૧

નિજ સ્વાર્થને ન્યારો કરી સત વાયકમાં વ્હાલ,
સ્વર્ગીય સુખને પામશો, કળિયુગનો આ કાળ. ૩૨

હરિગીત

રીદ્ધિને સિદ્ધી ભરેલાં સાધનોના ભાગને,
રાજી થઇ રૂદ્રે દીધાં દારિદ્ર દુર સંતાપને,
મંત્રનો દષ્ટિ થશે મહા વિશ્વમાં વિખ્યાત તું,
વરદાન આપું વ્હાલથી પિતુ પ્રેમને સંભાળ તું. ૩૩

પુજનિક પિતા પાયમાં સમૃદ્ધ સૌ હાજર કરી,
રૂદ્રને રંજન કરેલી રીત અથ ઇતિ ઓચરી,
સમય સાનુકુળ થતાં દુરિ સંજોગો દુર જાય છે
સમય સાનુકુળ થતાં વિષ વેરીઓ વશ થાય છે. ૩૪

રાજનો વિસ્તાર નુર પુર શુરમાં વધતો વધે,
આદિત્યની ઉગતી કળા ઉત્ક્રાન્તિમાં ચઢતી ચઢે,
અતિ પુન્યના પ્રભાવથી અંબરીષ તન ઉત્પન્ન થયો,
પ્રતાપશાળી પુત્રના પ્રભાવથી નીરમળ થયો. ૩૫

વય વૃદ્ધમાં ના ભાગ સોંપી રાજ અંબરીષ પુત્રને,
વનમાં સીધાવ્યા જપ તપે મુમુક્ષ માની સુત્રને
સંસારના વૈભવ વડા અંબરીષને ઉર તાજ્ય છે,
સંસારમાં ભકિતભર્યું પ્રભુ પ્રેમનું સામ્રાજ્ય છે. ૩૬

સુગંધના સુવર્ણ સમ ચરિત્ર જેનું મધમધે
ભક્તરાજ અંબરીષની કથા વિખ્યાત સારા જગ મધે;

હૃદયમાં દીન રાત રમતી કૃષ્ણની પ્યારી છબી,
આંખનો ઉપયોગ શુદ્ધ શ્રંગાર શ્રી હરિ નીરખતી ૩૭

કર્ણમાં ભણકાર ભાસે મુકુંદની મધુવન લીલા
રસના રટે હરિકીર્તનોના સ્વાદમાં સાંધી કીલા
કર પાદનો ઉપયોગ હરિની સેવનામાં શોભતો,
હિંડોલ શ્રી હરિ કૃષ્ણ રાધે હાથથી ઝુલાવતો. ૩૮

તલ્લીન તન તલપાવતું હરિ કિર્ત્તનોના તાનમાં,
જેના હૃદયમાં છે તાપ હરિ દર્શને હુલ્લાસમાં,
વશીષ્ટ વૈભવ રાજના શ્રી કૃષ્ણ સેવાર્પણ કર્યા,
પ્રભુ પ્રેમ પામ્યા પુરતો શ્રી ભક્તિમાં ભાવે ઠર્યા, ૩૯

આધિન એવા ભકતથી પ્રભુ હૃદયમાં પધારતા
શકિત અલૌકિક સહેજમાં ત્રિવીધ તાપો દૂર થયા,
પ્રભુ પરાયણ પ્રેમમાં અંબરીષ ગુણ ગાઈ રહ્યા,
વૃત નિયમ વડે ઈંદ્રિય નચવતા નિર્લેપ જેનાં મન ઠર્યાં, ૪૦

એવા પ્રતાપી પુરૂષનાં દિલ ભકિતમાં રાચી રમ્યાં,
પ્રભુ પ્રેમના પ્રસાદમાં આનંદ ઘન ઉછળી રહ્યા;
સુર સરિત સતસંગ સ્નાનથી પ્રજાળતાં મુજ પાપનો,
ભકિત અલૌકિક ભાજને અવાધ હરિરસ સ્વાદનો. ૪૧

### મંદાક્રાન્તા

હસ્તી ઘોડા ગગન ગરજે દીવ્ય મોટા મહેલો,
ઈચ્છા પુર્ણી અખુટ રિદ્ધિઓ સિદ્ધિની રંગરેલો;
રાણી વાસે મૃગ નયનીથી સુંદરીના શ્રંગારો,
આજ્ઞા ધારી અનુચર જહાં નેક નેકી પુકારો, ૪૨
મોટા મોટા મહિપતિ નમે આણ આખી ભૂમિમાં,
હુંકારેથી પર્વત તુટે જોધ જુઓ રણોમાં;

એવાં સુખો અસત સમજી ધ્યાન ધર્યું પ્રભુમાં,
ખોટી તૃષ્ણા મૃગજળ દૃષી દાબતો ઇંદ્રિયોમાં. ૪૩

હરિગીત છંદ

સરસ્વતી સરિતા તીરે યજ્ઞો કર્યાં પ્રભુ પ્રીતમાં
નિઃસ્વાર્થે અર્પણુ કરી ચીત ચાહતું પ્રભુ પ્રીતમાં;
પૂર્જાનિક ઋષિ પાદ પૂજી ચરણુ અમૃત ચાખતાં,
ગૌતમને દેવળ વસિષ્ટાદિ સેવીને સુખ માનતા ૪૪

સદાચાર સાધુ બ્રાહ્મણો નિજ કર્મમાં નેહેભર્યા,
ચારચારૂ વરણુ ચારે ઉજળાં અંગેભર્યાં;
વ્યવહાર નીતિ શાસ્ત્રં નિપુણુ ન્યાયમાં બહુ નેક છે,
સંતોષમાં સંમતિ પ્રજા સુખ સ્વર્ગથી અધિક છે, ૪૫

કલેશ નહીં લવલેશ જેના ચિત્તમાં પ્રભુ પ્રેમ છે,
તાપો ત્રિવિધી નહી ટકે વિશુદ્ધ વસ્તી હેમ છે;
સ્વરૂપ સુખના લાભો નહિ સ્વર્ગે સદા જે સાંપડે,
મોટા મુનીવર જપ તપે રેણું દટાયા રાફડે, ૪૬

તોય પ્રભુના રૂપનો અનુભવ નહિ એને મળે,
અંબરીષ અનન્ય ભકતની સાંનિધ્યમાં શ્રી પ્રભુ રમે,
પ્રસાદ પ્રભુનો પામતાં શ્રી ચક્ર સુદર્શન મળ્યું,
દુઃસંગ શત્રુ સૈન્યનો સંહારમાં સાથી બન્યું, ૪૭

શ્રી કૃષ્ણુની સેવા પરાયણુ રાણીનો એક રાગ છે,
સાકર સંયોગે પય પ્રભુ દિવ્ય દંપતી અનુરાગ છે,
દ્વાદશી વ્રત્ત દંપત આદર કર્યો અતિ નેમથી;
સુખ શરીરનાં સંકેલતાં વ્રત નિયમમાં લેહથી ૪૮

તપ તેજ દ્વાદશ માસનું દી સોમ્ય સુરત સોહતી,
ઉપવાસ ત્રણ એકાદશી વ્રત આખરે પૂર્ણાવતી,

માસ કાર્તિકમાં કરી પુજ્યા અભિષેક ભારીથી,
તિર્થોદકે સુચી સ્નાન સેવા કૃષ્ણ શ્રીકૃપાનિધિ ૪૯

ચકોર જેતું ચિત્ત વહે ભગવાનના પૂજન પ્રતિ,
ધુપ દીપ આભુષણ અભિષેકે ઉંચી મતિ ઓપતી.
વસ્ત્રને નૈવેદ ધરતાં શ્રી પ્રભુ સાનીધ્યમાં,
નવનીત પ્યાજી નીરખતાં તન તાપ તીવ્ર વિયોગમાં ૫૦

અમર છે અભિલાષ તૃષ્ણા સ્વરુપમાં તલસાવતી
સાનિધ્યમાં પ્રભુ સેવતાં વિયોગ ઉરમાં આરતી,
દ્વાદશી વ્રત દિવ્ય ઉજવી દાન દક્ષિણા બહુ દીધી,
સુપાત્ર ભુદેવો ભણે વેદ શાસ્ત્રની વિધી ઘણી, ૫૧

સુવર્ણનો શણગાર સુરભી વસ્ત્ર આચ્છદીત ઉંચાં,
ભોજન જમાડી બ્રાહ્મણો ગૌદાન વ્રત ગરજાવતાં;
ભૂષણ ભૂમિ ભારત તણું ગૌમાત કેમ ગણાય છે,
ભારત જીવનની જોત માતા ગૌ વિષે ગોપાય છે, ૫૨

જગતનો આધાર જનની કલ્પવૃક્ષ કહેવાય છે,
સંસારનાં સુખ સૌ મળે ગૌમાત રક્ષા થાય છે;
ધન ધાન્ય ધરણીમાં ધરે સુરભી તણા શ્રી વત્સ છે,
કૃષિકારને કરવા સુખી સુખ સાધનો ગૌવત્સ છે, ૫૩

અમૃત રસને આપતી જીવન દોરી જગ રત્ન છે,
દેતી દહીં દૂધ ઘી ઘણાં શકિત તણાં એ તત્વ છે;
આર્યાવૃતે ગૌમાતનું ગૌદાન સુંદર શોભતું,
આદિ અનાદી કાળથી ગૌરક્ષને ગોખાવતું. ૫૪

ભૂલો નહિ એ ભાત મારા સુત્રને શોભાવજો;
હાવવા ગૌવધ ગતિ મિત ચાતુરી ચોંકાવજો;

ઉપરોકત વિધી વાતથી પૂર્ણ કરી વ્રત પારણું,
વ્રતધારી અંબરીષ આદરે ત્યાં ઋષિ બોલાવે બારણું, ૫૫
દુર્લભ દુર્વાશા ઋષિનાં દર્શન થયાં પૂન્ય પર્વમાં,
સફળ સમજ્યા દિવસ આજે ભકિતના ગુણ ગર્વમાં;
પાદ પ્રક્ષાલન કરી ચરણામૃતે દેહ દીપવ્યો,
આતિથ્ય ઉંચી ભાવના કર પ્રાર્થના ભોજન કરો ૫૬
મધ્યાનનો આ સમય સંધ્યા કર્મ કરીને આ ઘડી,
આવું છું એમ બોલીને યમુના ત્રટે બેઠા ચડી;
પતિત સરિતા પાવની નિરમળ નીરો યમુનાં યમે,
ભય ભાંગતી શુધ્ધ સ્નાનથી દળ દોષ દીલના સહુ દમે. ૫૭
સ્નાન સંધ્યાદીક અધિક વીત્યો વખત ઋષિરાયને
દ્વાદશી ઘટી એક અલ્પ પળ પારણાની જાય છે;
દળ સંકટો આવી ચડયાં આ ધર્મને ધ્રુજાવવા,
કસોટી કરતા શ્રી પ્રભુ સતવાદી સતને તાવવા. ૫૮
સમજુ અને શાણા ઘણા પ્રવિણ પંડિતે પૂછયું,
અંજળી જળની જમો બેઉ ધર્મ ધારો સહુ ગમ્યું;
અંજળી જળની જમી અંબરીષ પતાવ્યું પારણું
આતિથ્યનો સત્કાર કરતું શોભતું સત બારણું. ૫૯

શાર્દુલ

દુર્વાસા રૂષી નિત્ય કર્મ કરીને આવ્યા ઉતારા પ્રતિ,
જુએ છે બહુ રાહ અંબરીષ ત્યાં આતિથ્યમાં આરતી,
નેત્રો જ્ઞાન નિહાળતાં કમક્રમે ક્રોધાગ્નિ વ્યાપો વધુ,
ધિક્કાર્યો અતિથિ રહીત જમતાં પાપી પુરો માનતું. ૬૦
ભૂખે ક્રોધ અતિશ અગ્નિ ચઢતો ડાહ્યા ભૂલે ડાંપણું,
સારાસાર વિચાર વાત વિવેકો ઢાંકે ક્રોધી ઢાંકણું,
ક્રોધી કાળ કરાળ ફાળ ફફડે માનો મોટાનાં ખુએ,
ઉંડા ઘા સમસેર ક્રોધ કરતાં પસ્તાવનામાં પડે. ૬૧

રાગ ક્ષત્રિય કુલ કંકનો

ધીક ધીક અંબરીષ રાય આતિથ્ય આ શું શોભેરે
તારા પ્રપંચની જાણી મેં પેર આતિથ્ય ,, ૬૨

તારા મદમાં બન્યો બેજાર આતિથ્ય ,,
મોટા મહિપતિનો તારે મોહ ,, ૬૩

ધીક ધીક ભક્તિ તુજ ધ્યાન ,,
પરોણાની પીછવી નહિ, પીડ ,, ૬૪

પેટ પોષવાને પાપી પ્રેમ ,,
સાધુ સંતોષ્યા નહિ સન્માન આતિથ્ય ,, ૬૫

ધીક ધીક તારા જપ તપ ધ્યાન ,, ,,
હરિ ભક્તનું લજાવ્યું તેં નામ ,, ,, ૬૬

અભ્યાગત ને આદર નહિ માન ,, ,,
ફંદી ચાખ તેનું હવે ફળ ,, ,, ૬૭

**મનહર છંદ**

જટાને ઝંઝોડી કારમું ક્રોધ કૌતક કર્યું,
દુર્વાશાનો દર્પ ડોલી દુનિયાં દુભાય છે,
પેખાવે પ્રલય કાળ અગ્નિની પ્રચંડ જ્વાળ,
જર જર જ્વાળા જોર આકાશ અંજાય છે. ૬૮

સ્વરૂપ એ કૃત્ય કેરૂં બાળવા બ્રહ્માંડ બહુ,
ઉગ્ર રૂપ અગ્નિ વાધ્યો દાવાનળ દવ છે,
ધરણી ધ્રુજાવી ધરા ભસ્મીભૂત ઠામોઠામ
બાળવા અંબરીષ ઉર જેનું તલપાય છે. ૬૯

ભડકે ન ભક્તરાય ડગલું ન ડગ્યા સ્રય
હૃદયમાં રાધા કૃષ્ણ બાનાનું એ બળ છે;
ભક્ત પ્રભુ ભીડ ભાંગી સંકટ વિકટ જાણી,
સ્વરૂપ સુદર્શન જપોત જળહળ છે. ૭૦

કોટી સૂર્ય ક્રાન્તી કલ્પના કળાય નહિ,
ભડકા બ્રહ્માંડ બાળે હાહાકાર હોય છે;
કપરૂં કૃત્યાનું રૂપ ભસ્મીભૂત ભેદી અંગ,
દુર્વાસા એ દુખ દેખી દોડી દોડી જાય છે. ૭૧

## હરિગીત છંદ

સંતાવવા મેરૂ વીવરમાં વાટ વસમી કાપતા
પ્રચંડ શત્રુ પરીધ પીઠે ત્રાહી ત્રાહી ભાસતા
દશ દિશમાં દોડી રહ્યા આકાશમાં ઉંચે ગયા
પાતાળ પૃથ્વી સ્વર્ગમાં નવ સ્થાનમાં કો સ્થિર ઠર્યા ૭૨

બ્રહ્મા શરણ છે એક આપનું રક્ષા કરો રક્ષા કરો
ઋષિ આર્ત્ત વાણી ઓચરે અજઆત તાપી ઉગારજો
ઉંઘ વેચીને ઉજાગરો વોર્યો વેરી વિરોધમાં
ડોળવા ડા,પણ જતાં કાળું કર્યું છે ક્રોધમાં ૭૩

સ્વશક્તિ સમજાયે નહિ જોર ઝાઝું જાણી જે કરે
આવેશમાં અવળું કરી ઉર આપદા ઉંડી ભરે
શરણ કોનું શોધવું અતિ દુરવાસ દુર્વાસા દહે
સ્વર્ગને પાતાળ મૃત્યુ ત્રિલોકમાં વેગે વહે ૭૪

જ્યાં જાય ત્યાં કો સંઘરે નહિ ચક્રના ચમત્કારથી
મહેવ ભોળા બીતીભર્યાં વ્યાધી વધી વિસ્તારથી
વિશુદ્ધિ ! વિષ સમુ વાપરો નહિ કાળ ક્રોધી કારસું
ક્રોધમાં કલ્યાણ નહિ વાંચે વિજ્ઞાનું બારસું ૭૫

સૃષ્ટિના સરજનાર સ્વામી શરણ બ્રહ્મા આવિયા
કરગરી કહાણી કહું દુઃખમાં ડુબેલાં કારણો
ભગવાન બ્રહ્મા બોલતા તવ વાત હૃદીઆમાં રમી
પણ ભક્ત શ્રી ભગવાનના દ્રોહી ક્ષમા તે નવ ગમી ૭૬

હું દેવના પણ દેવ નારાયણને તમે મહાદેવ શ્રી
તે દાસ દ્રોહી સંઘરે મુજ શકિત નહિ સંચારતી;
ચક્રથી અતિ વક્ર વિહવળ વાત વિરંચી સાંભળી
સદાશિવને સંભારતા કૈલાસ આવ્યા આખરી ૭૭

નિવેદન કર્યાં દુખ દારૂણો મોટી પીડા પસ્તાઉં છું
શરણને શોભાવતાં મહાદેવમાં મોજ જોઉં છું
ચક્રના ચકડોળથી તન તાપ તિક્ષણ જરજરે,
ભયભંજના ભવનાથ અશરણ શરણ સંકષ્ટો હરે ૭૮

સ્તુતી સાંભળી મુની દેવ દુર્વાસા પ્રતિ શંકર કહે
જગ પ્રલય ઉદય હાથ નારાયણની કૃપા કરવી ઘટે
સર્વજ્ઞ સુર મુની દેવતા માયા તણા મંડાણને
નહિ કલ્પના કલ્પી શકયા પ્રભુ ભેદના ભંગાણને ૭૯

કાળાંતરે જય કઠણ કરતા સાધના સાથે મુની
દીર્ઘ આયુ દમન કરતા દેહને દમતા દમી
ધ્યાનમાં ધ્રુજવી ધરા પણ પાર પામ્યા નહિ પ્રભુ
અકળિત માયા મોહ છે વિસ્તાર આશાનો વધુ ૮૦

પછી સંચર્યા ગુરુદેવ વઇકુંઠ વાસ જ્યાં કમળા પતિ,
સુખ ધામમાં સોહામણાં રમતાં રમે રાધાપતિ,
વૈકુંઠના વિશાળ વઇભવ રંગ ઉછરંગ નવનવા,
સ્વપ્નમાં નરીક્ષ નૌતમ નાચ નટવર નાચતાં, ૮૧

એ ધામમાં વિસરી વિમાસણુ સુરમુનીયો એ પડ્યા,
વાણી વિનય વિવેકમાં સ્તવન શ્રી પ્રભુનુ વદ્યા,
કરૂણા કરો કૃપાસાગર ભવસાગરે ભુલો પડયો.
અશરણુ શરણુ શરણુાંગત સદા તુજ ચરણુમાં આવી ચડયો ૮૨

તોટક.

દુખદાસ દયાળુ દીલે ધરજો મમ સંકટ આપ સદા હરજો,
મતિ આદરી મેં અતિ મુંદમતિ કરી દ્રોહ દયાનીધિ ભકતપતિ ૮૩

સર્વાંતર્યામી કૃપા કરજો મમ ભુલ ક્ષમા પ્રભુ પ્રેમ સજો.
ભવમાં ભટકયા અટકયા અવની અવળે પથ ચાલી મરે રખડી ૮૪

લખયોની ફરે જીવ કુદરડી તવનામ નિરૂપણુમાં ન ઘડી,
જીવ આચરતા નવ ધ્યાન કદી જીભ ઓચરતા નહી નામ વદી ૮૫

નહિ ધ્યાન ધર્યું પ્રભુ આપ કદી દુખીઓ દીન ડહાપણુમાં ડખલી
રખડી રખડી જીવ રોઝ રહ્યો પ્રીત પીતળમાં મન મોહ થયો ૮૬

હીરલો હરિ હાથ થકી ગુમવ્યો પ્રીત પથ્થર સુખ સંસાર મળ્યો
જળરંગ તરંગ સુખો સમજો ધન ધામ જરજોબન જો ૮૭

વીરલા વળશે જુઠ સ્વાદ જમી પ્રભુ પ્રેમ પિછાનત દુખ દમી
લપટયા સુખ ઇંદ્રિવમાં લટકી, ભટકયા ભવ ભાર ભરી ભડકયા ૮૮

અટકયા પછી અંતરમાં સમજ્યા, તજ્યા વિષ વાદ વિભુ વરસ્યા,
મદ મોહ પુરો મમતા મનમાં, તરસે તલપી શુખ આશયમાં ૮૯

(હરીગીત છંદ.)

શ્રી મુખથી શોભી ઉદયા સુવર્ણ શબ્દો સાંભળો
મુજ હૃદય ભકતાધિન મારા સ્વરૂપને સંભાળતો
કમળા કરે નીત સેવના પણુ ભકતમાં બહુ ભાવ છે,
ભવ પાપને બુઝાવવા સતસંગ સાધુ નાવ છે. ૯૦

## સાખી

હરીજનની જે હાંસી કરે તે નર નરકે વાસ,
સાધુ સંગની સેવનાથી અઘ ઓઘતો થાય નાશ, ૯૧

સતાવશો સંત પુરૂષને પણ બુરૂં ન બોલે કાંઇ,
દુશ્મનમાં દયા ભરીને દેખે હરખ શોખ નહિં ભાઇ, ૯૨

માટે તેમ અંબીરષ આગળ જાઓ જણાઓ દુઃખ
ભોળા ભકતો હોય પ્રભુના સંભાળો જઇ સુખ, ૯૩

## હરિગીત

વચનામૃતો શ્રી વિષ્ણુનાં વ્યાકુળ વિહવળ બહુ બન્યા
જે સ્થાનમાં વિષ વાપર્યું તે સ્થાનમાં પંથે પળ્યા;
દુખીઓ ન જુએ દોષ મુંઝવણ મોતમાં મુકાઇને,
દુખીઓ ન જુએ દોષ મગરૂર ભોગવી મોટાઇને ૯૪

દુખીઓ ન જુએ માન કે અપમાનના આદર વિષે,
સ્વપિંડને પોષાવવા જીવ જગતમાં વ્હાલો દિશે,
સ્વઆબરૂ જાતિ કરે તે પિંડ પોષી જાણવો,
સ્વમાનને સંકેલતાં તે પિંડ પોષી માનવો. ૯૫

સ્વદેશમાં શોભાય નહિ તે ઉદર ભર આળેખવાં,
દેશ જન દિલ ન્હાય નહિ તે ઉદર ભર ઉવેખવો.
શુભ વાંછના સ્વદેશની સાંધી શકે તે સેવકો,
શુભ વાંછના સ્વદેશની બાંધી શકે તે બાળકો, ૯૬

## (છપ્પા)

ગરજે ગુણ ગવાય ગરજમાં નાચી નમતા,
ગરજે બાંધે ગાંઠ ગરજમાં ભોગી ભમતા;

ગરજે ગર્ધવ બાપ બોલાવે સંકટ સમયે,
ગરજે ગળતાં માન સ્વાર્થમાં સપડાયે;
ગરજ સાકરથી ગળી ગરજે ગોથાં ખાય છે,
સ્વાર્થ ગરજ સર્યા પછી હું તું કોણ બોલાય છે. ૯૭

(હરિગીત છંદ)

સ્વર્ગ મૃત્યુ લોકને પાતાળમાં પીઠે ફર્યું;
ચક્ર સુદર્શન દુર્વાસા દ્રોહીને કોડી વળ્યું;
પાયે પડી મુની બોલતાં, બેબાકળા બેહાલમાં;
રંકની રક્ષા કરો હરિદાસ દ્રોહી દુ:ખમાં ૯૮

નીજ સ્વાર્થને ન્યારો કરી પર પીડમાં પ્રેરાઇને,
અંતરે બાંધી ઉંડી જગ જાણુ હરિના દાસને;
શત્રુ અને મિત્રો સદા શંતોષવા સમતોલ છે,
વીર નિર્મળ ન્યાય બુદ્ધિ તાકવા તરબોળ છે; ૯૯

વેરીનાં પણ વિકટ વસમાં વેણ વાલાં વેઠતાં,
ઝેરના પ્યાલા પીવાતાં અમૃતે ઉદગારના;
સમજ સાધારણ સદા સંસારમાં એવી સુઝે,
ગુણ પાછળે ગુણમાં રમે ઉપકાર એમાં શું રૂઝે ૧૦૦

સ્વજન જન સોહામણો ઉપકાર અપકારે કરે,
દ્વેષમાં દાઝે નહિ શીલ સહનતા સાચી ઠરે;
અંબરીષ એવા ગુણના નહિ દ્વેષ જેના દિલ વિષે,
દોહીલાં દુઃખ ઋષીનાં દેખી અંબરીષ ઉર બળે, ૧૦૧

પાયમાં પડતા ઋષિ લજવાય અંબરીષ રાય ત્યાં,
અધિકાર નમવાનો મને રૂષિ રાય રાખો રીતમાં;
ઉદાર દિલ ઓપાવતું સ્તુતિ કરી શુભ ચક્રની,
સહનશીલ સાચા ઠર્યા દબાણી દ્રષ્ટિ વક્રની; ૧૦૨

## શીખરણી વૃત.

અહો અગ્નિ દેવા સુદર્શન ચક્ર રૂપ ધર્યું
રૂષી દુર્વાસાના મમત મદનું મારણ કર્યું
જુદાં રૂપો જોયાં સુરજ શશી અગ્નિ અનીલમાં
વસ્યા સર્વે વાસો જલ થલ અને ઘાટ ઘટમાં, ૧૦૩

તીખી ધારા તૃપ્તિ શતક ફશ શત્રુ ભગતના
સચોટે સંહારી અતુલ બળ સંગ્રામ રણમાં
બધાં તેજો તુમાં ધરમ સત યજ્ઞો અમી ભર્યાં
દિશા સર્વે ગામી સરવ ઉર વ્યાપી સ્થિર કર્યાં ૧૦૪

પ્રભુ ધર્મોદ્ધારી અધમ નરનો ધાતિક ધણો
સુપંથો સોભાવો ધરમ ચરમો પાલન કરો
ભર્યાં પાત્રો તેજે તિમિર ટળતો પાપ પ્રલયે
હજારો આદિત્યો ઝગઝગતી જ્યોતી ઝળહળે ૧૦૫

વિહારો વેરીને વિપરીત અતિ સૈન્ય સઘળે
વિજેતા છો એવા ભગત જન રક્ષા તુજ તળે
કૃપા દ્દષ્ટિ તારી વ્રત નિયમમાં નેક નભશે
ઋષિ દુર્વાસાનાં દુખ દળ મટાડો જય થશે ૧૦૬

## સાખી.

અંબરીષ રાયની એવી વિનંતી સુણી શુદર્શન ચક્ર
શાંત થઇને સંતોષ પામ્યું દુર્વાશાનો વક્ર ૧૦૭

દીલ દુર્વાસા સંતોષ પામ્યું આશિષ આપી અનેક
બળતામાંથી આપ ઉગાર્યા વિધવિધ વાત વિવેક, ૧૦૮

## (હરીગીત છંદ)

પરીક્ષ વિગ્રહ વાદમાં એમ વર્ષ આખું વહી ગયું
હે ફમન અનશન વ્રત ધારી જળપાન અંબરીષ જલ રહ્યું

પૃથ્વીપતિ રાજાધિરાજ ભૂપરે ભારી થયા
અધિકારમાં અંજાઇને મદ મોહમાં મોટા બન્યા ૧૦૯

પણ હૃદયમાં છે રામ એવા ભૂપને ક્યાં ભાળવા
મુગટ મણી ભકતરાય અંબરીષ રાયને ઉચારવા;
દુવા દુર્વાસા દિલમાં અંબરીષ પ્રતિ ઉંડી વધી,
અપકારમાં ઉપકારથી પસ્તાવના પાછી ધણી. ૧૧૦

રાયે રૂષીનાં ચરણ ચાંપ્યાં ભોજનો વિધ ભાતનાં
પીરસી જમાડયા જુગતે ઉદગાર ઉચર્યા ઉરના
ભોજન જમો અંબરીષ અવની ઉપરે થોડા થશે
વૈશ્નવ વ્હાલા ભકતના દર્શન દીઠે પાપો જશે ૧૧૧

તનુ સેવના સ્પર્શે થકી અધ ઓધ વિદારણ મણો
મધુ ભાષ અમૃત હરીજને હરીરસ હૈયામાં ઘણો
સાત્વિક અન્નમાં શોભતાં વૈશ્નવને વશ ઇંદ્રીઓ
રૂપરંગમાં રેલાઇને કિર્તિ કઢાવે દંભીઓ ૧૧૨

વિશ્રુત વૃતની વારતા આ લોકને પરલોકમાં
સ્તવન કરશે સ્નેહથી હરિ કિર્તનોના ચોકમાં
ઉદગાર એવા ઓચર્યા દીવ્ય દુર્વાસા મુની
આકાશમાં ઉડી ગયા બ્રહ્મ લોકમાં ભાવે મુની ૧૧૩

ક્રોધના કલ્પાંતમાં એમ વર્ષ આખું વહી ગયું
અંબરીષ વ્રતની વારતા સંભારીએ પછી શું થયું
ભૂખ્યા રહ્યા ભૂદેવ અંબીરષ ભકતને બહુ ભાર છે
આતિથ્ય આવ્યો આંગણે દુભાવતાં દીલખાર છે ૧૧૪

કરમ કઠણ ક્યાં સાંપડયાં કલ્પાંત રાજા બહુ કરે
પ્રીછવી નહિ પીડ પરોણાની ધર્મ ઉંધો આદરે

વ્રત નિયમને વાળ્યાં ઉંધાં આજ્ઞા ઉલંઘી સંતની
દઝવી દઝાડ્યાં દિલ અતિથી ધીરજ નહિ ધીમંતની ૧૧૫

જળપાન અંબીરષ જોગવે આરોગ્યતા અન્ન નહિ જરા
વિપ્રવર સંતોષવા વ્રત નિયમને વિસ્તારવા
અન્ન પ્રાણનો આધાર શક્તિ અન્ન એ સરદાર છે
ઉપવાસ ઉત્તરોત્તર દીને શક્તિ શની શોશાય છે. ૧૧૬

સંસારના જે જીવ સુખ સંસારમાં જે સમજતા,
અન્ન દેવથી અળગાં થતાં તન ભાન ભૂલી તલપતાં;
સુખ સંસારનાં સંકેલતાં ઇંદ્રિય દમન ઉંચું કર્યું,
પ્રભુ ધ્યાનમાં ધપાવતા ભક્તિ રસે ઉદર ભર્યું. ૧૧૭

એ ભક્તિનો પ્રભાવ ભૂખમાં શાન્તિને સોંપાવતો,
એ ભક્તિનો પ્રભાવ ભૂખના દુખને દબાવતો;
એ ભક્તિનો પ્રભાવ શ્રી પ્રભુ ધ્યાનમાં ધપાવતો,
એ ભક્તિનો પ્રભાવ દુખમાં દીનને સંભાળતો. ૧૧૮

એ ભક્તિનો પ્રભાવ આતિથ્ય પ્રેમને પોષાવતો,
એ ભક્તિનો પ્રભાવ દુર્વાસા દુખો દબાવતો,
વિકટ વરસ બેઠે દુર્વાસા દેખી અંબરીષ ત્યાં
અનુકંપાભર્યું અકળાય ઉર રૂષી દુઃખે દુખાળવા ૧૧૯

વિનય અંબરીષ આરદા શ્રી ચક્રની સમતી ગતી
કરૂણા કરી કૃપા સાગરે શ્રી કૃષ્ણની અકળીત કૃતી
ક્રોધ દરિઆ દુખમાં રૂષિ રાય તો ડુબી ગયા
નાવિક અંબરીષ રાયની ભક્તિ થકી ઉપર તર્યા ૧૨૦

વર્ષ એક ઉપવાસ એમ ઉછિષ્ટ પ્રાશ ભોજન કર્યું,
સંતને સંતોષતાં સંતોષ શોભી મન રહ્યું

આખ્યાયીકા આ! સાંભળી સ્વદેશી વ્રત સાંભળજો;
હીંદ માતાના ભ્રાતો ભૂલ્યા પ્રીતિ પૂરી પિછાનજો, ૧૨૧

વિજ્યા દશમ વિજયાતીથિ આખ્યાયિકા પ્રભુ પ્રેમથી
પૂરણ કરી શુભ સાલ ઇઠોતેર છે વીસમી સદી,
મતિ અલ્પમાં ઉચ્ચારતાં દોષો ન દેખો દિલ વિષે
પ્રભુ પ્રેમને આરાધતા ગાયા ગુણો શ્રી મુખે ૧૨૨

આખ્યાયિકઃ અંબરીષની ગુણ ગ્રહણમાં જ્ઞાની જુઓ
ઉંચી નેમનાં વ્રત આદરો ભારત ભૂમિના ભ્રાતઓ
સ્વદેશી વ્રત સોહામણું પણ વિકટ વસમું છે ઘણું
વિદેશીની વિષ કેદમાં વિફરેલ વિષ ઉતારવું ૧૨૩

છાયલ છબીલાં વાયલો બારીકને બહુ એસ છે,
મલ મલ અને મજલીનમાં મોઘા વિદેશી વેષ છે,
વિદેશી અંજન આંખમાં સ્વદેશીમાં દોષો લહે
પાર દર્શક દૃષ્ટિમાંહી નવ લાજ મરજાદા રહે ૧૨૪

ઘટ પાત્રમાં કાણું પડયું વિદેશમાં વિત જાય છે
શ્રવત શોણીત સરિત ચાલી ચામડાં ચુંથાય છે
લીધી જરા લલચાઇને યૌવાન સમે વિષ વ્યસનમાં
મોહાઇ મદિરા પાનમાં ગુમાવ્યું ગારવ સ્વાદમાં ૧૨૫

મોહ મદિરાને તજી પય પાનનું વ્રત આદરો
અલમસ્ત આલેશાં નરો નિરોગીનાં નીર વાપરો
ઘોડદોડની સરતો અને જુગારમાં ઝેર છે ઘણું,
આળસ ઉતારો અંગમાં હિત ઇચ્છવું આપણુ તણું ૧૨૬

બુદ્ધિ દુર્વાસા દ્વેષની દાટી સદા દેશ હિતમાં
હિંદુ મુસલમાન ઐક્યનું ચિત ચાહશો ભારતમાં

સ્વદેશીમાં સમજે શુરા પણ રંક રિબાએ બહુ
વધતા વટાવે વસન દેશી વેચતાં વેપારી બહુ ૧૨૭

હિંદ મીલના માલેક નફો ન્યાયની રીતે લહો
સ્વદેશીને શોભાવવા દર આકરા ઓછા કરો
આચાર્ય વ્રત વેતા સ્વદેશી રક્ષણુ કર રાખડી
બાંધી બંધાવી ગાંધીએ રાખી રખાવી આખડી ૧૨૮

સ્વદેશીના અંબરીષ એવા ભકતનું વ્રત ભાંગવા
મુડીવાદ મોંઘા માલમાં કરવા કમાણી ચાહતા
મોદી બની દેવ મંદીરે આશા ખટાઇમાં ખડે
દેવના શરણાગારમાં લખ લુંટ લેવા આદરે ૧૨૯

ભડ ભકતનાં વ્રત ભાંગવા દુર્વાસ દુર્વાસા દમે
પીઠ પાછળે જગદીશ જેનાં વેદના શાને વહે
ચક્ર સુદર્શન સ્વદેશી વ્રતને વીંટી ફરે
તપસ્વીને તેજ સ્વીના અતિ તાપમાં નાસી મરે ૧૩૦

ચક્ર ચરખા રેંટીઓ સ્વદેશી વ્રતનાં વારણાં
હિંદ માત હૈયે હરખતાં ઉતંગ ગુણ ઓવારણાં
રેંટીઆમાં વાસ બ્રહ્મા વિષ્ણુને મહેશ છે
ભારત જીવનની જયોત પુરૂષોતમ પુરણ પ્રકાશ છે ૧૩૧

મધુર સુર મલકાવતો રમઝમ અમિન સાદો કરે
ધર આંગણે બેઠાં ગમે રળવા ફેરાનું કયાં ફરે
નારીના નિર્મળ ગુણો નિભાવતું એ છત્ર છે
વૈધવ્યમાં વિશ્રામ જીવન જોગવા સુ સાથ છે ૧૩૨

ઉપબોધ ઉર ઉતરજો હિંદ ભ્રાત ભગિની ભાવથી
સૌંદર્યમાં શોભાવશો સ્વદેશી લાભે લાવથી;
ઉપચાર ભારત વર્ષનો ભાળી સ્વદેશીમાં સમો
માગે મોતીચંદ સંપમાં સો સાથમાં રાચી રમો ૧૩૩

# ભારત ભુમિના હાલની સ્થિતિ અને સ્વદેશીનું પાલન.

## ૧ ગઝલ— હિંદનુ જુનું દશ્ય.

જગત જે કાળમાં ઉધ્યું વિજયના વાવટા હિંદે
સ્વદેશી સંપને શૌર્યે શોભાવ્યો દેશ આનંદે ૧૩૪

પ્રભુના ભક્ત બલિહારી થયા એ કાળમાં મોટા
સ્વદેશી પ્રેમમાં પોષ્યા બની બા'દુરના બેટા ૧૩૫

સતીઓ શોભતી રૂડી અનુપમ ઉપમા પામી
ગૃહસ્થાશ્રમમાં ગાજી પ્રભુના પ્રેમને છાજી ૧૩૬

## ૨ ગઝલ—અહો! હાલમાં—આ કાળમાં

## વિદેશી ચીજોની વપરાશ.

સમય પલટાયતો જુઓ પ્રભુના પ્રેમને ખુઓ
અધીરાં મન આ ટાણે પ્રભુનો પ્રેમ શું જાણે ૧૩૭

પરાયા પ્રેમને પેખ્યા સ્વદેશી સંપને છેદી
અજાણી પ્રીતિએ પાયાં વિદેશી વારીનાં કેરી ૧૩૮

જણાયું ઉલટું એવું બેઠાની ડાળતો છેદી
વિદેશી મોહમાં વાવી કર્યા છે કારમા કેદી ૧૩૯

## ૩ ગઝલ—સ્વદેશીની હરિફાઈ.

બન્યા બેહાલ આધાને સ્વદેશી શોધવા ચાલ્યા
દુર્વાસા દ્વેષના દર્પે ચડાવી ચોટ પછાડ્યા ૧૪૦

અંબરીષના વ્રતની વારે સુદર્શન ચક્ર તો ધાએ
સ્વદેશી વ્રતની વારે અહિંસા ધર્મની ધારે ૧૪૧

અડગ નિશ્ચયની આડે સ્વદેશી પ્રેમને પાળે
નીતિને ન્યાયમાં રક્ષે પ્રભુશ્રી પ્રેમને પ્યાલે ૧૪૨

આધુનીક ધંધાદારીઓની સ્થિતિ

## ૪ ગઝલ—ખેડુતોની સ્થિતિ.

શિઆળે શોષતાં પ્રાણો કકડતી ઠંડ થથરાવે
ઘઉં કપાસને પાણી મહા દુખે મથી પાવે ૧૪૩

થયા તૈયાર તે પાકો વિદેશે વેચવા ચાલ્યા
ભિખારી ખેડુતો ખાલી કરજના કેદમાં કંપ્યા ૧૪૪

## મજુરોની સ્થિતિ.

મુશીબત છે મજુરોને મહા મહેનતની રોટી
લુખીપાખી જુઓ જીંદગી ઉઘાડાં અંગમાં દાખી ૧૪૫

અબુઝ અજ્ઞાનમાં ઝાઝા મજુરો કેફ મસ્તાને
સ્વદેશી જ્ઞાન ક્યાં સાંધે વિદેશી પ્રેમમાં વાધે ૧૪૬

## કામદારોની સ્થિતિ.

મેતાગીરી કરે મોટા પગારો કંઇક ભારા છે
મોંઘી છે માલની હોડી પુરાંતે પ્રેમ પ્યારા છે ૧૪૭

## કારીગરોની સ્થિતિ.

લુહારો મિસ્રીઓ મોટા કરે છે કંઇક કમાણી
વિદેશી વભવે મોહ્યા કળાકૌશલ્ય સમાણી ૧૪૮

## ૫ ગઝલ—હિંદની ગરીબાઇ અને ઉદર પોષણની ચિંતા.

પડે દુકાળ જો દેશે હજારો રંકના શોકો
દુખી થાએ મરી જાએ ખીસા ખાલી થયા લોકો ૧૪૯

પડી છે આપદા ફંડી લઘુ વય વર્ષનાં બારે
મહા મુસીબતો વેઠે જોબનનું જોર સંહારે ૧૫૦

સ્વદેશી ઉદ્યમો ઉંચા મૂકી વિદેશમાં વાહ્યા
શે, રોની સંપતિ જોઇ ખીચોખાંચ ધામમાં ધાયા ૧૫૧

રળે છે રાતને દીનો મળે છે પેટની પાલી
જુવાની જાય છે ચાલી અહો શું હિંદનાં ભાવી ૧૫૨

ફિકરની ફોજ છે મોટી અત્યારે આપણા માથે
શોષાયાં શૌર્યનાં ગાત્રો વિદેશી વેષને હાથે ૧૫૩

હજારો રંકના ભોગે સુખી હો એક શ્રીમંતો
દુખીઆ દેખવા તેને દયા નહિ દેશ ધીમંતો ૧૫૪

દોષો કળીયુગના કાઢો આપણા દોષ ના ઉગે
દિવાના શું થઇ દાના વિદેશી વસ્ત્રને પૂજે ૧૫૫

અમેરિકા અને ઇંગ્લાંડ જો જાપાનના વાસી
ભૂમિતળ એક તો ભાસે કહો કળિયુગ ત્યાં નાસી ૧૫૬

## ૬ ગઝલ—બોર મખાડામાં પણ વિદેશીઓએ બોરડી ન બતાવી.

વિદેશી વૃક્ષનાં બોરો ચખાડી પ્રેમ ચળકાવ્યાં
છુપાવી બોરડી છાની મુઠીના બોરને મોહ્યા ૧૫૭

જીવ્હા સ્વાદના જોરે બહુ બહુ બોરને ખાધાં
માલીકે માની નો લીધું ખટાશે સ્વાદમાં સાંધ્યા ૧૫૮

## વિદેશી ચીજોના

વિદેશી માલના ભાવો ચઢાવ્યા ભાવ ચઢીઆતા
સ્વદેશી ઉંધ તો ઉડી વિદેશી વૃક્ષ શોધાતાં ૧૫૯

વિદેશી બોરડી વૃક્ષો વિદેશી કેમ નવાજે
આટો આપી અખ્યારને રોતાં શું બાળકો રાખે ૧૬૦

## ૭ ગઝલ—સ્વદેશી બોરડીની શોધ.

હિતૈષી હિંદના હીરા સ્વદેશી પોત પ્રકાશે
કરે છે જીવ કુરબાની સ્વદેશી સાચવા કાજે ૧૬૧

ગાંધીએ ગુણથી બોધી સ્વદેશી બોરડી શોધી
વિદેશી બોરને બાળ્યાં સ્વદેશી બોરને શોધી ૧૬૨

અંબરીષના વ્રતને વાંચો વધારો વ્હાલ સ્વદેશી
શુદર્શન ચક્રની ચોકી રખાવે રંકના બેલી ૧૬૩

દ્રુપદને એક હણનારા મોતીનો નાથ છે પ્યારો
સદા સંભારીને સેવો આણે એ દુખનો આરો ૧૬૪

## રેંટીયાનું રહસ્ય.

ધીરો ધીરો ચાલેરે, વ્હાલો મને લાગે રે;
રૂડો મારો રેંટીયો હો............જી. ટેક
એ...રેંટીયાથી સ્વરાજ્યનો પળે મંત્ર, (૨)
એ...રેંટીયાથી સ્હેલું બને ગ્રહ તંત્ર, (૨)
સ્હેલો ને વળી સોંઘોરે, નથી કાંઇ મોંઘો રે રૂડો.

સાખી—એક દિવસ અહિંયાં હતા પુરાં એને માન;
વિસરતા આ હાલ તે, આવ્યો હિંદુસ્થાન.
એથી તો સૌ ચાહેરે, પ્રીતિથી સહુ ચાહેરે; રૂડો.

સાખી—નિર્ધનીયા આ દેશનો કરવા પુનરૂદ્ધાર;
જાગ્યો જ્યાં જ્યાં રેંટીઓ ઉજળાં ત્યાં ઘરબાર.
દુઃખો સહુ જાએરે; આશા બધી પુરે રે; રૂડો.
સાખી—જાગેલા આ દેશનું, એ છે પ્રગતિધ્ધાર;
એનાથી સૌ સાધના, મોહન કહે સધાય.
અર્જુનના બાણુ જેવોરે, સાધક વિરતેવોરે; રૂડો.

(કર્મયોગ)

## દુઃખીનો દિલાસો.

દુઃખીને દિલાસો દેતો રંકનો બેલી
ભલી ભાત લેતો સુનાં આગણું શોભાવે
મારો રેંટીયો રૂ ...... ......ડો
દેશ ઉદયના જાણો ઝીણા ઝીણા તાર એના (૨)
નિર્ધનને ઢાંકયા રાખનારો મારો દેવ એ તો (૨) સુનાં
જીવનના મંત્ર જેવા, ઝણુણુણ ઝણકાર એના (૨)
ભારતનું ભાવી એ ભણાવે, ખરો ધર્મ કહેતો (૨) સુનાં
ચક્ર સુદર્શન જાણો શ્રી ઘનશ્યામનું એ (૨)
લક્ષ્મીને રોકી રાખનારો, રખેવાળ રે તો (૨) સુનાં

(અરૂણોદય)

## (ગઝલ) હવે તો વાપરો ખાદી.

બંધુઓ દેશના ઘેલા, હવે તો વાપરો ખાદી;
બરફ સમ ઉજળી ધોળી હવે તો વાપરો ખાદી.
પ્રભુના દેવ મંદીરમાં લગનના ભવ્ય મંડપમાં
સ્વયંવરતણા દળમાં, હવે તો વાપરો ખાદી.

લગનમાં ચુંદડી કાજે, મરણમાં ખાપણો કાજે
કબર માંહી કફન કાજે, હવે તો વાપરો ખાદી;
હવે તો વાપરો ખાદી, હવે તો વાપરો ખાદી.
તમારા દેશની ખાતર, હવે તો વાપરો ખાદી.

(સ્વરાજ્ય કિર્તન)

## ધન્યજ પુણ્ય પ્રદેશ.

### રાગ ધનાશ્રી.

ધન્ય હો ધન્યજ પુણ્ય પ્રદેશ;
આપણો ગુણીયલ ગુર્જર દેશ.
કૃષ્ણચંદ્રની કૌમુદી ઉજળો
કીધ પ્રભુએ સ્વદેશ આપણો.
આર્યના સાગર તીર્થ પુરાણ;
તપોવન ભ્રગુ વશિષ્ઠના ભાણ,
ગીતાના ગાનારા મહારાજ
પાર્થના સારથીના જ્યાં રાજ્ય,
ગ્રીસ રોમથી ય જુનાં કુરૂ પાંડવથી પ્રાચીન,
સોમનાથ ગિરી નગર દ્વારિકા
યુગ યુગ ધ્યાન વિલીન
ઉભીને કાલ સિન્ધુને તીર
બજાવે બંસરી ભવ્ય સુધીર
બજાવે બંસરી ભવ્ય સુધીર
ધન્ય હો.

ન્હાનાલાલ દ. કવિ.

(રાષ્ટ્રગીતમાંથી.)

(સમાપ્ત.)

થવાની આશા ન્હોતી પરંતુ શ્રીમાન શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીએ આ પુસ્તકની લગભગ ઘણી નકલો ખરીદ કરવાનું વચન આપીને અમને ઉત્તેજન આપ્યું અને એ શ્રીમાનની કૃપાથીજ લેખકની નીરાશા ટળી અને છેવટે આજે અમે આ પુસ્તક જાહેરમાં મુકવા સમર્થ થયા છીએ. જે માટે અમો શ્રીમાન શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીનો આતકે આભાર માનવાની રજા લઇએ છીએ.

અમારો આ પ્રથમજ પ્રયાસ હોઇને કદાચ કોઈ સ્થળે ભુલ પણ હશે પ્રુફોમાં પણ ભુલ રહી જવાનો સંભવ છે તો વાંચક વૃંદ સુધારી વાંચી લેશે અને તેમાં કરવી ઘટતી સુચના જો વાંચક અમને કરશે તો બીજી આવૃતીનો સુયોગ મળતાં સુધારી લેવામાં આવશે.

| | |
|---|---|
| ઠેકાણું | લી. જેઠાલાલ ઝવેરચંદ શાહ. |
| ત્રીજો ભોઇવાડો નં ૨૩ | અધિપતી શ્રી વીસા સોરઠીઆ |
| ભુલેશ્વર મુંબઇ. | ( વણિક ) માસિક. |

## ભારતવાસી! વિચાર કર કે:—

"બીજાઓના આવા અધમ અનુકરણથી, બીજાઓના ઉપ આમ આધાર રાખવાથી અને આ તારી બાયલાને છાજે તેવી અધમ નિર્બળતાથી બહાદુરોનેજ મળી શકે તેવાં સુખ સ્વાતંત્ર્યને શું તું કોઈ કાળે પણ મેળવી શકીશ?"

## તું ભુલી જતો નહિ કે:—

"તારી સ્ત્રીઓનો આદર્શ સીતા, સાવિત્રી અને દમયંતી છે, જે દેવને તું પુજે છે તે મહાત્યાગી ઉમાપતિ—શંકર છે; તારું લગ્ન, દ્રવ્ય અને જીવન ઈંદ્રિય સુખને માટે નથી, તેમ તે ત્હારા એકલાનાજ સુખને માટે પણ નથી; તારો જન્મ માતૃ ભૂમિના યજ્ઞમાં બલીદાનને માટેજ છે; અને તારૂં સામાજીક બંધારણ પ્રભુ પ્રેમનું પ્રતિબિંબજ છે."

## હે ભાઈ! ગર્વથી બોલ કે:—

"પ્રત્યેક ભારતવાસી, ભીખારી, અજ્ઞાની, અંત્યંજ અને નિરાધાર બાળક પણ મારો ભાઈ છે, મારા પ્રાણ સમાન છે, ભારત ભૂમિજ મારૂં શ્રેષ્ટ સ્વર્ગ છે, અને તેના ભલામાંજ મારૂં ભલું સમાઈ રહેલું છે."

## રાત દિવસ પ્રાર્થના કર કે:—

ઓ ગૌરીપતિ! ઓ જગદંબા! મને મનુષ્યત્વ—શૌર્ય

સ્વામિ વિવેકાનંદ.

અસ્તુ.

---

આ પુસ્તક મુંબઈ નં-૯૩ ચીંચપોકલી પરેલરોડ પર લેડી નં હીંદુ ઑરફનેજ કે. એન. સેલર પ્રેસમાં ઠા. જાદવજી પીતાંબરે અને જેઠાલાલ ઝવેરચંદ શાહે નં-૨૩ ભૂલેશ્વર ત્રીજે ભોયવાડા નં ૨ માંથી પ્રસિધ્ધ કર્યું છે.